૫૭૭૫

સ્વામિ મહારાજ શ્રી દેવકીનંદનાચાર્યજીના અનુમતથી.

અનંત કવિ વિરચિત

# શ્રી કૃષ્ણ ભક્તિ ચંદ્રિકા.

ભાષાંતર કર્ત્તા ૫૭૭૫

શાસ્ત્રી કેશવજી મોરારજી.

ચલાલા નિવાસી—કાઠિયાવાડ.

છપાવનાર,

વસનજી પરમાણંદ ચાહેવાળા.

આવૃત્તિ ૧ લી.



મુંબઈ

" વર્તમાન તત્વદર્શક પ્રિન્ટિંગ પ્રેસમાં "

કાલિદાસ મોતિરામ દ્વિવેદી વાંકાનેરવાલાએ છાપ્યું.

સંવત ૧૯૫૦ સને ૧૮૯૪.

કિંમત ચાર આના.

શાંત કવિ વિરચિત

# श्रीकृष्ण भक्ति चंद्रिका.

ભાષાંતર કર્ત્તા

## શાસ્ત્રી કેશવજી મોરારજી.

ચલાલા નિવાસી—કાઠિયાવાડ.

છપાવનાર,

## વસનજી પરમાણંદ ચાહેવાળા.

આવૃત્તિ ૧ લી.



**મુંબઈ**

" વર્તમાન તત્વદર્શક પ્રિન્ટિંગ પ્રેસમાં "

**કાલિદાસ મોતિરામ દ્વિવેદી વાંકાનેરવાલાએ છાપ્યું.**

સંવત ૧૯૫૦ સને ૧૮૯૪.

**કિંમત ચાર આના.**

# उपोद्घात.

આર્ય વૃંદમાં આ પુસ્તક અર્પણ કરતાં બે બોલ બોલવા ખુશી ઉપજે છે કે મુલ સંસકૃત ભાષામાં આ પુસ્તક ના કર્ત્તા અનંતદેવ કવિએ નાટક રૂપે જુદા જુદા મતવાદનું ખંડન મંડન સમાયેલું છે. સુત્રધાર અને નટ બન્ને પરસ્પર કૃષ્ણભક્તિ વિષે ચર્ચા કરેછે, ત્યારબાદ આરંભ માં શૈવ શિષ્ય સાથે શંકરની સ્તુતી કરેછે. અનુક્રમે શાબ્દિક તાર્કીક મીમાંસક વેદાંતી, વિગેરે નો વાદ વિવાદ થતાં કૃષ્ણભક્ત આવેછે. અને ભકિત પ્રતિપાદન કરેછે. ઘણે ભાગે હાસ્યની સાથે શાંત રસ પ્રધાન છે. ગ્રંથકારે એવી રચના કરીછે કે સાક્ષરો ના હસ્તમાં આ પુસ્તક પડતાં ખરેખર તેને આનંદ ઉપજાવનારૂં થઈ પડશે જોકે જલદીથી ગયાફાલગુન માસમાં છપવવા વિચાર હતો પણ વ્યવહારિક કાર્યને લીધે મારે દેશમાં જવુંથયું જેથી ધારવા પ્રમાણે હું પાર પડીશકયોનહી. આ પુસ્તક છપવાવામાં મારા પરમ મિત્ર ઠા. વસનજી પ્રમાનંદ ચાહેવાળા કે જે મુંબઈમાં પ્રસિદ્ધ બુકસેલરછે તેમણે મને ઉત્સાહપુર્વક મદદ આપિછે જેથીહું તેમનો આભાર માનુંછુ. ભાષાંતર કરતી વખતે મારા પરમ શુભેચ્છક મહાશય શાસ્ત્રીજી જીવરામભાઇતથા શાસ્ત્રી દુર્લભરામભાઈ એ મને વારંવાર સહાયતા કરીછે જેથી તેઓનો પણ હું આઠેકાણે આભારીછું.

**શાસ્ત્રી કેશવજી મુરારજી**

ચલાલા નિવાસી કાઠીયાવાડ.

श्रीहरिर्विजयते

# श्री.ृष्ण भक्ति चंद्रिका



## ( नान्दी )

### ગીતિ.

કોઇક ગોપ કુમાર, શોભેછે વ્રજ સુંદરી વચ્ચે
જેવો નવનીત મેઘ, દીસે ચમકતી વીજળી વચ્ચે
જેના રોમ વિવર માં, અગણિત રચના વિશ્વ તણી ભાસે
વ્રજપુર વાસી જનનાં, સંકટ કાપી વસે સદા પાસે
જે જે અધમ ગણાતા, ભૂપ ભૂમિમાં પાપ તણા ભારા
તે સર્વ સંહારી, કર્યા કષ્ટ થી ભક્ત જનો ન્યારા
એવા કમલ નયનને, નમું સદા હું ભવ સાગર તરવા
નથી સ્વર્ગ સુખ તૃષ્ણા, યાચુ નિશદિન બાલકૃષ્ણ સેવા

**સુત્રધાર**—ચો તરફ ચલકતી વિજલીઓ ની વચમાં નવા મેઘ ની પેઠે ગોપીઓ ના ટોળામાં કોઇક ગોપના પૂત્ર શોભેછે જેના દરેક શરીરના રૂવાંટાંમાં જગત જાલ સમાયેલું છે વૃંદાવનમાં મહા બલવાન કાલિય નાગને રીબાવનાર પૃથ્વી માં પાપી રાજાઓ ના કાલ રૂપ પ્રસિધ્ધ રીતે દાવાગ્નિને પીનાર અને શોભીતિ કમલ ની માલાને પહેરનાર બાલ રૂપ નંદના પૂત્ર શ્રી કૃષ્ણ ને નીરંતર હું નમુંછું ( સમીપે ઇંદ્રસભા જેવી પંડીત મંડલી ને જોઈને ) "સ્વગત" મને અનંતદેવ કવિએ કહ્યુંછેકે ? મિત્ર, ઘણું કરીને તને હમેશ ખેદીત જોઊંછું માટે તું સંસારમા શ્રી કૃષ્ણનું આરાધન કર તો, શાંતિ પામીશ. કેમકે જગતમાં સારાસારના વિચારથી શાંત સ્વભાવવાલા, સ્રીઆદિ વિષય પ્રવર્તીઓને તૃણ સમાન ગણનારા જે મલ્યું તેમાં સંતોષ માનનારા

પુરૂષો કૃષ્ણ ચણારવિંદની સેવાથી મોક્ષાનંદને અધિક માનતા નથી એવા મહાત્માઓનાં સત્સંગે કરી જેમ બને તેમ અખંડ સુખ મેલવવા પ્રભુ ભજનમાં પ્રયાસ કરવો માટે હું પણ આ સભામાં અનંત કવિનો રચેલો શ્રી કૃષ્ણ ભક્તિ ચંદ્રિકા નિબંધ શરૂ કરૂં (એવામાં ચાળા કરતો નટ પ્રવેશ કરેછે)

**નટ**—અરે પંડિત વર્ગથી ભરાએલી સભામાં મોટે આસને બેસી મૂખ શીવી લેવું એ કાંઈ ઘટીત છે કે?

**સુત્રધાર**—વાહ! તારીજ વાટ જોતો હતો પણ મારો તિરસ્કાર કરેછે?

**નટ**—(વિનય પૂર્વક) હ!! એમછે ત્યારે શરૂ કર. પણ શું આરંભીશ?

**સુત્રધાર**—(સાંભલ) કામ ક્રોધાદિ ષડ્રિપુઓથી ભરપુર બલવાન કલીએ આ વખતે વેદાંત શાસ્ત્ર શ્રવણ ને ભુતલ માં શક્તિહીન કરીનાંખ્યુંછે. (મતલબ કલી કાલમાં વેદાંત શ્રવણ નું ખરૂં સમજવું કોઈ પણ સમજવા સામર્થ નથી) એ માટે મહા દયાલુ વ્યાસ પરાશર આદિ ઋષિઓ કલ્યાણ નું ખરૂં સાધન શ્રી કૃષ્ણ ની ભક્તિ કહી ગયાછે જેથી શ્રુતિ સ્મૃતિ અને પુરાણો ના અર્થથી ભરપુર અનંત કવિનો રચેલો શ્રીકૃષ્ણ ભક્તિ ચંદ્રિકા નિબંધ આ સભામાં આપણે દર્શાવીએ

**નટ**—વાહ! નીબંધ નું નામતો સુંદર છે. શ્રી કૃષ્ણ ભક્તિ ચંદ્રિકા!

**સુત્રધાર**—ઘણું કરી ને ઉત્તમ વસ્તુ નું નામ અર્થને અનુસરતુ જ હોયછે. જેમ સોનું, ચંદ્ર, કાન્ત મણિ વિગેરે. કોઇ માણસના મુખથી અકસ્માત કૃષ્ણ એવું નામ બોલાયતો તેજ વખતે કામધેનુ ની પેઠે ફલ આપેછે.

**નટ**—કેટલાએક પુરૂષો સર્વ વિદ્યા મેલવવામાં, કેટલાએક ઘણું ધન મેલવવા માં, કેટલાએક લોક માં પ્રતિષ્ટા મેલવવા મહેનત કરેછે. પણ આ કવિ વારંવાર પોતાનું હૃદય કૃષ્ણ ભક્તિમાં જોડેછે એજ નવાઈ!

**સુત્રધાર**—નવાઈ શાની ! કારણકે ભલે સર્વ શાસ્ત્ર નો અભ્યાસ કરે, ઘણું ધન મેલવે, વિવેક ને પામે. પણ જ્યાં સુધી કૃષ્ણાશ્રય કર્યો નથી, ત્યાં સુધી હૃદયને દૃઢ સુખનો અનુભવ મલતો નથી. દ્રવ્ય મેલવવામાં ઘણાં ઘણા દુ:ખો છે, તેમજ મેલવ્યા પછી રક્ષણ કરવામાં ઘણાં દુ:ખોછે.

**નટ**—એમછે ? ત્યારે માણસો શ્રી કૃષ્ણ ભક્તિમાં અનાદર કેમછે ?

**સુત્રધાર**—ખરી રીતે સંસારમાં બધા જીવ નો સ્વભાવ જુદો જુદો છે. કેમકે સર્વ લોકને પવિત્ર કરનારૂં ગંગાજલ છતાં ભુંડ દુર્ગંધવાલા ખાબોચીઆ માં ઘણું સુખ માનેછે પણ સંસારના દુ:ખોને નહીં ગણનારા સંત પુરૂષોનેજ શ્રી કૃષ્ણ ભક્તિ ગમેછે. હમેશ ચિત્તમાં ગૃહાદિ સુખ ને તૃણ સમાન ગણનારા સ્વધર્મ શાસ્ત્રમાં પ્રથમ ગણાએલા કૃષ્ણ ભક્તિમાં મિત્રાઈ બાંધનારા, બલિ, ભિષ્મ વિગેરે ઘણા રાજાઓ સંભલાયાછે, કોઈ હીન ભાગી ને કૃષ્ણ ભક્તિ માં અનાદર હોય, તેથી શી હાની થવાની? કેમકે તાવવાલા માણસને કોઈ વખત મધુર દૂધની અરૂચી થાય તેથી શું દૂધને દૂષણ લાગેછે? નથી લાગતુ. તેમ ઇંદ્રિય આદિ વિષય માં આસ્થા વાલા જેથી મંદ બુદ્ધિ વાલા પુરૂષો શ્રી કૃષ્ણ ઉપાસના ન કરે તેથી શું થવાનું ?

**નટ**—ઓહો !!! કેવો શ્રી કૃષ્ણ ભકિત નો પ્રભાવ. વૈદિક કર્મો થી પણ કૃષ્ણ ભક્તિ માં આદર કરાયછે.

**સુત્રધાર**—બરાબર પ્રભાવ તો સીધ્ધ છે. કેમકે સર્વ વેદ કર્મ નું ફલ કૃષ્ણ ભકિત માં રહેલ છે. જૂદી જૂદી ઔષધી ના ઉકાલા પીવાથી જેમ તાવ આવનારા ને અન્ન જમવામાં રૂચી થાય છે, તેમ પુન્યકર્યાથી શ્રીકૃષ્ણ ભક્તિ માં શ્રધ્ધા થાય છે. ખરી રીતે વેદ કર્મ કરવામાં જેટલો વખત જાયછે તેમાં ઘણો ખેદ છે. કૃષ્ણ સેવા માં જે કાલ જાયછે તે કાલ સંસાર ના તાપ થી શાંતી પમાડે છે. ખુલ્લી રીતે યજ્ઞ નિમિત્ત જીવ હીંસા કરવી એ ભયનું કારણ છે. કૃચ્છ ચાંદ્રાયણાદિ વ્રતથી દેહને પીડા ને ધનની હાની થાયછે. માટે આ સંસાર માં માણસો ના જુદા જુદા ક્લેશો ને દૂર કરનારૂં શ્રી કૃષ્ણ પ્રભુ નું સેવન અંતઃકરણ ને બેહદ સંતોષ આપે છે.

**નટ**—અરે ! શ્રી કૃષ્ણ સેવામાં સહનશીલતા રાખવાથી અને વખત જવાથી પ્રત્યક્ષ ક્લેશ જોવામાં આવે છે. જ્યારે તેમછે; ત્યારે સંતોષ તો રહેજ કેમ?

**સુત્રધાર**—બીજા દેવોની સેવામાં ઘણા ક્લેશો છે, કારણકે જેમનો સ્વામી ક્લેશો થી ભરપુર છે. ત્યારે તેમના સેવકો ક્લેશ કેમ ન પામે? સુકાઈ ગયેલાં વૃક્ષોનો આશ્રય કરનારાં પક્ષિઓ ને સુખની પ્રાપ્તિ હોયજ ક્યાંથી? શ્રી કૃષ્ણ તો ચરણ નખથી આરંભી શિખાપર્યંત સાક્ષાત પરમાનંદ રૂપ છે. હજારો વ્યાસ શુકાદિ મહર્ષીઓએ શ્રુતિયોના પ્રમાણથી પ્રતિપાદન કરેલછેકે ગોવીંદ શ્રીકૃષ્ણ પ્રભુ સુખના સીંધુછે. માટે તેનું ધ્યાન કરનારા ભકતો નેત્રોમાંથી હરખનાં આંસુ સાથે રોમાંચિત થાય, એમાં નેવાઈ નથી.

**નટ**—અરે ! તોપણ ગોવીંદ ભકતો ને નીંદકો તરફથી ભય રહેછે.

**સુત્રધાર**—નહિ નહિ ! કેમજે હલકા પણ સમર્થ માણસો પોતાના સેવકોનું અહિત કદાપી સહી શકતા નથી. ત્યારે ત્રિભુવનના અધિપતિ દયાલુ કૃષ્ણ પોતેજ પોતાના ભકતો ઉપર બીજાએ કરેલ પીડાને કેમ સહન કરી શકે ? કોટિબ્રહ્માંડ ની રચના કરવામાં સમર્થ યદુપતિ ભકતોના સર્વ મનોરથ તત્કાલ પૂરણ કરેછે, તો ત્રણ લોકમાં કોણ એવોછેકે તેના ભકતો ઉપર કુદ્રષ્ટિ કરે.

**નટ**—તોપણ ઘણાએ નીંદા કરેછે.

**સુત્રધાર**—તેણે કરીને શું ? સરોવરમાં દેડકાં આરડયા કરેછે, તોપણ ભમરો કમલ ની ગંધને છોડતો નથી. તેમ મંદ પુરૂષો ભગવાનની નિંદા કરે તોપણ હરિ ચરણ સેવા સાચો ભકત છોડતો નથી. વળી નિંદા કરેછે, તેપણ નિરપરાધી છે. કેમકે બાલકો જેવા અજાણ્યાછે ( મતલબ અજ્ઞાન બાલક ગમે તેટલો અપરાધ માબાપનો કરશે તોપણ તેમની ઉપર કોપ કરતા નથી. તેમ અજ્ઞાની માણસો પ્રભુભકતની નીંદા કરે તોપણ મનમાં

લાવતા નથી. ) જે વિષ્ણુ ભક્તના હૃદયમાં સારી વિશ્રાંતિનો અનુભવ છે તે અનુભવ તેમને થાયછે ? નથી થતો, કારણકે પૂણ્ય વીનાના છે માટે.

**નટ**—તેમને કેવલ શાંતિના અનુભવનો અભાવ તો નથી. તોપણ એમને દ્વેષ નિરંતર સુખરૂપ માધવ ભકતિમાર્ગ માં ઉત્પન્ન થાયછે. એજ આશ્ચર્ય !

**સૂત્રધાર**—નવાઈ શાની ? કારણકે જે ગાઢ અંધારાને નાશ કરનાર સૂર્ય ના ઉદયે કરીને પ્રાણીઓના નેત્રને મોટો હર્ષ થાયછે. તે ભાનૂદયે કરીને રાત્રીમાં ફરનારી વડવાંગડીને દૈવ યોગથી અંધાપો આવેછે. માટે હરિ ભકત માં તથા હરિ ભકતિ માં અભકતનો દ્વેષ હોય તેમા નવાઈ નથી. જેઓ ઢોંગ બુદ્ધિવાલા પુરૂષો આડંબર કરી અમે મહાત્માછીએ, એમ મિથ્યાં અભિમાન રાખનારા માટે બહુ દુખીઆ, પ્રત્યક્ષકાલના ભક્ષરૂપ ( મતલબ થોડા દીવસ ના જીવનારાં ) તેઓ, જેનું તેજ વિશ્વને પોષણ કરનારૂંછે. સંસાર ના કલ્પતરૂ, ઈચ્છીત ફલને આપનાર, શ્રી હરિમાં કેવલ નામ માત્ર દ્વેષ કરેછે ( એવામાં અંતરિક્ષ વાણી થાયછે ) ( નેપથ્ય )

## शार्दूल छंद.

હે માયા કૃત માનુષો, બહુ મદે સંતાપ પામ્યા, તમો;
મિથ્યા વાદ વિવાદ રૂપ રચના છોડી સુશાંતિ ધરો;
દીસે જકત પ્રપંચ જાલ સઘલી આકાશ પૂષ્પો સમી;
માટે દ્રશ્ય અસાર સુખ સમજી સેવો સદા શ્રી હરિ;

**સૂત્રધાર**—અહાહાહા ! ! ! કોણ આવી અમુલ્ય વાણી બોલેછે ?

**નટ**—આ મધુર વાણી કોઈ બીજાસ્થાનકમાંથી સંભલાયછે પણ હવે ઘણું થયું. આપણે બન્ને શ્રી ગોવિંદ ગુણ સંવાદથી પ્રસન્ન થયાછીએ. ચાલો અહીંથી જઈએ. ( જાયછે ) इति प्रस्तावना

# अंक १ लो.



## पात्रोनांनाम.

| | |
|---|---|
| शैव } | शिवनोभक्त. |
| शिष्य. } | तेनो सेवक. |
| वैष्णव. } | विष्णुनोभक्त. |
| महावैष्णव. } | |
| शाब्दिक. | वैयाकरण. |
| तार्किक. | नैयायिक. |
| मीमांसक. | मीमांसा जाणनार. |
| कृष्णभक्त. | कृष्णने भजनारो. |
| वेदांती. | वेदांत जाणनारो. |



# अंक पहेलो.

## प्रवेश १ लो.

### शिष्यनी साथे भेददर्शि शीवभक्त प्रवेश करेछे

રાગ કલ્યાણ

હર્ષથી સ્મરૂંછું સાંબ ગિરીશ ને;
ભસ્મ ભાલેછે અતીવ ફણીશને;—હર્ષ.
પતિત ને છે અકળ આપ પ્રભાવજો;
શ્રેય કેરી દ્રષ્ટિ નાથ પ્રસારજો—હર્ષ
ફણી તણી શોભીતી માલા દીપતી;
અંકમાં અંબા તને સુશોભાવતી;—હર્ષ

જેના મુકુટમાં ચંદ્રની કલાછે. ગલામાં શ્યામ નવા મેઘ ની જેવી કાન્તી છે. ખભા ઉપરે હાથીની ચામડી છે. મેખલાને ઠેકાણે કેડ ઉપર સર્પનીમોટી રેહછે. વામાંકમાં હિમાલયની પુત્રી પાર્વતી શોભેછે. એવા સદાશિવમાં પૂર્વના પૂન્યે કરીને નિરંતર મારી મતિ હો.

**શિષ્ય**—ગુરૂ મહારાજ ! ઘણું સારૂં બોલ્યા. કેમકે શંકર ના મુકુટમાં સ્ત્રી, ( ચંદ્ર લેખા ) શંકરના ગલામાં સ્ત્રી, ( મેઘ કાન્તિ ) ખભે પણ સ્ત્રી, ( હાથીની ચામડી ) શંકર ની કડે સ્ત્રી, ( સર્પની રેહ )પરંતુ ચરણમાં કોઈ નથી, માટે મારી ભક્તિ શંકરના ચરણમાં રહે એજ ઘટિત છે. વિષય લંપટ ને શંકર ચરણમા સ્થીતિ દુર્લભ છે.

**શૈવ**—જેની જટામાં ગંગાજી છે, લલાટમાં ચંદ્ર કલાછે, કંઠમાં ઝેરની નિશાની છે, જે વિરોધીઓમાં વિરોધ રહિત છે, તે શંકર અસુરો ને નાશ કરનાર છે.

**શિષ્ય**—( હસ્તો હસ્તો ) ગુરૂ મહારાજ ? શંકર અસુર નાશ હેતુ નહીં; પણ અસુર ગર્વ હેતુ એમ બોલો ? કારણકે રાવણ એવો અણસમજુ હતોકે; જેમની પાસે સેવા કરાવવી ન ઘટે તોપણ ગર્વ થી દેવતાઓ પાસે પોતાની સેવા કરાવતો હતો. તેનું મૂલ કારણ શંકરનું સેવન હતુ. શાથીકે જે શંકરના ચરણ સેવનથી લંકાપતિ રાવણ ત્રણ લોકનૃં ઐશ્વર્ય પામ્યો હતો. તે રાવણ શ્રીમદથી ઉદ્ધતબની; શંકર ના કૈલાસ ભુવન ને મૂલથી ઉપાડી સદાશિવ ને વ્યાકુલ કર્યા. માટે ગુરૂ મહારાજ ? શંકર અસુર નાશ હેતુકે અસુર ગર્વ હેતુ ?

**શૈવ**—જલદી થી પ્રસન્ન થવું એતો શંકરનું સ્વાભાવિક લક્ષણછે. અને શ્રીપતિવાસુદેવ ઘણા તપે કરીને; તેમજ ઈંદ્રિય આદિ નિગૃહે કરીને પણ પ્રસન્ન જલદી થતા નથી. પરંતુ શંકરતો ક્ષણવારમાં એકજ વખત બીલી પત્ર અર્પણ કરવાથી પ્રસન્ન થાયછે.

**શિષ્ય**—અહો ! હરિ હર માં કેટલું ન્યુનાધિકપણુંછે.

**શૈવ**—કેવલ એટલુંજછે એમ નહિ, પણ જ્યારે પૃથ્વીમાં સ્વર્ગથી પડતી ગંગાને, જટામાં શંકર ધારણ નકરતતો, પૃથ્વી કયાંઈ રહી શકત નહિ. ( મતલબ પૃથ્વી નો લય થાત ) જ્યારે એમ બનત ત્યારે ભયંકર ગંગાના વેગથી ભયભીત લક્ષ્મી પતિની મૂર્તિયો વરાહ શેષ વગેરે કયાં જઇ વાસ કરત ? એ માટે જગતના નાશ કરતા શંકર કહેવાયછે.

**શિષ્ય**—એતો ઠીક મહારાજ પણ આકાશ ગંગાને ભૂતલમાં કેમ આવવું પડયું ?

**શૈવ**—ભગીરથ રાજાએ ગંગાનું આરાધન કરી થઇગયેલા અને થનારા જીવોના ઉધ્ધાર માટે ગંગાને સ્વર્ગથી ભૂતલ માં લાવ્યા.

**શિષ્ય**—અહા ! હા ! ગંગાજી નુ મોટુ મહાત્મ્ય ગુરૂ મહારાજ ?

**શૈવ**—એ માટે કોઇ ગ્રંથાંતરમાં જ્ઞાની પુરૂષે કહ્યુંછેકે, હે ગંગે ! તારા જલમાં સ્નાન કરનારા જીવો ના અંગ ઉપર સર્પો વીંટાઈ જાયછે. અને કંઠમાં ઝેરની નિશાની જણાય છે. લલાટ માં અગ્ની પ્રકાશ કરેછે. એ સર્વ નિશાની તો ઠીક, પણ મુકુટમાં પ્રકાશતું અમૃતધારાનું સ્થાનક ચંદ્રમા નું તેજ આનંદ કરાવેછે. ( મતલબ ગંગામાં સ્નાન કરનાર જીવ શિવ રૂપ બનેછે. )

બસ બસ! ચાલતા પ્રસંગમાં આડીવાત ચલાવની અંધરાખ પણ હરિ હરનું ન્યુનાધિકપણું કહુ તે સાંભલ, જે વખતે શંકર નૃત્ય કરેછે, તે વખતે શેષ સહિત કુર્મ બહુ ખેદ પામે છે. વરાહ અને દિગપાલો બહુ પીડા પામેછે. અને બ્રહ્મા જગતનો લય થશે એવા ભયથી, ચારે તરફ દોડયા દોડ કરેછે. તેમજ શ્રી. નાતવિષ્ણુ ભૂતલ ઉદ્ધાર માટે બીજા અવતાર લેવાના વિચાર માં પડી જાયછે.

**શિષ્ય**—અરે! ભલે તેમછે. પણ ત્રણ લોકની પાલન શક્તિ તો વિષ્ણુ પાસેછે ?

**શૈવ**—સાંભલ–જ્યાં સુધી વિશ્વપતિ શંકર કૃપાની નજરે જુએછે ત્યાં સુધી ત્રણ લોકની રચના અનામત રહેછે. માટે સદાશિવ હમેશાં સ્વતંત્ર છે. પણ વખતે લીલામાત્ર એકજ વખત ક્રોધ યુક્ત કટાક્ષથી જુએતો કોણ એવો સામર્થ છે કે ત્રિલોકનું રક્ષણ કરી શકે ? ( મતલબ વિષ્ણુ પણ ન કરી શકે. ) જ્યારે વિષ્ણુ ને પાલન શકતિ છે. ત્યારે શું ગિરજાપતિ શંકરને. નથી ? છે.

**શિષ્ય**—તોપણ દુષ્ટને હણી વિશ્વને નિષ્કંટક કરવું એ વિષ્ણુનું કાર્ય છે.

**શૈવ**—જગતમાં મનુષ્ય લાંબી જીભથી ભલે પોતાના વિચારમાં આવે તેમ બડબડે, તેથી શી હાની છે. પણ ત્રણ લોકને દુઃખ આપનાર ત્રિપુ-

ૃાસુર ને શંકર વિના કોણ હણી શકત. જડ પદાર્થ ગમે ત્યાં ગમે તેવી સ્થિતીમાં હોય, તોપણ સર્વવ્યાપીપિનાકશસ્ત્રને ધારણ કરનાર શંકરની સમીપમાં પ્રાપ્ત થતાં તત્કાલ કૃતાર્થ થાય છે.

## ( एवामां भेददर्शी वैष्णव प्रवेश करेछे )

**वैष्णव**—હે મંદ ધિક્કાર છે તુંને ધિક્કાર છે તારી જીભને, અને ધિક્કારછે તારી શિવ ભક્તિ ને, આનંદ લતાના મુલ, મુકુંદ પરમાત્માને નીંદેછે?

**शिष्य**—ગુરૂ મહારાજ ? આ દુષ્ટતો ગાળો દેતો આવેછે. માટે ચાલો અહિંથી જતા રહીએ.

**शैव**—( ધમકી આપી ગુસ્સે થઈને ) શું બોલેછે ! એદુર્જનને જીત્યા વગર જવાની વાત કરેછે. માટે શું મને મૂર્ખ ગણેછે ? જેથી બીજાનો પરાભવ થઈ શકે નહીં જે વિદ્યા થી ડહાપણ મલ્યું નહીં જે વિદ્યાથી ધન સંચય થયો નહીં, તે વિદ્યા શોભતી નથી. માટે સર્વ વિદ્યા ભણીને પ્રતિવાદીઓ ને જીતવા, તેમજ પ્રતિષ્ઠાઅને સંપત મેલવવી, માટે ઉભો રહે મારી પાસે. હમણાં હું તેને જીતુંછું. (એમ બોલી વૈષ્ણવ સામો ઉભો રહીને. )

અરે મૂઢ વ્યર્થ શું બડબડે છે. હું ધારૂંછુંજે કોઇ મહાત્માનો સંગ કર્યો નથી. તેમજ જગતને અભય કરનાર સદાશીવ નું સેવન નહીં કરતાં નકામો વખત કાઢેછે. જેથી દીલગીરછું કે કોઈ ઢોંગી ગુરૂએ તું છેતરાયો છે.

**वैष्णव**—( મશ્કરી સાથે હસતો હસતો, ) ભલે અમારો જન્મતો વૃથા ગયો, પણ ( શરીર સામું જોઇને ) તમારૂંતો કલ્યાણ થઈ ચુક્યું જણાય છે. કેમકે ભસ્મથી લેપાયેલ શરીર, ઘણો જટાનો ભાર, મોટા પારાની રૂદ્રાક્ષ ની માલાઓ એ સર્વ બરાબર તમારી શોભા જણાય છે. મૃત્યુ પહેલાં સ્મશાનમાં, ત્રિશુલ હાથમાં લઇને, કપાલનીમાલાપહેરીને ભુત પ્રેત ની સાથે રહી સુખ પામોછો; એટલું બસછે.